મતભેદ થશે તો ચાલશે
મનભેદ કરશો નહીં

આ વાત રાખશો યાદ
કે મનભેદ કરશો નહીં

મતભેદ એ ફીતરતે ઇન્સાની છે
મનભેદ ફીતરતે શૈતાની છે

મતભેદ નો ઉકેલ લાવી શકાય છે
સમજનાર ને વાત સમજાવી શકાય છે

મનભેદમાં માણસ માણસાઈ ભુલતો હોય છે
કોમો મિલ્લતનું નુકસાન કરતો હોય છે

મનભેદના પરીણામ ભયંકર હોય છે
કેમકે નફરત દીલના અંદર હોય છે

માટે મતભેદને મનભેદમાં ફેરવશો નહીં
આ આદત છે બુરી કેળવશો નહીં

મતભેદ નો વાતચીતથી લાવી શકાય ઉકેલ છે
મનભેદમાં અંદરખાને ખેલાતા હોય ખેલ છે

મતભેદ પણ જરૂરી હોય તોજ કરવુ જોઈએ
જે કામ સારી રીતે હોય થતુ વીના મતભેદે થવા દેવુ જોઈએ

.સલામ લાજપુરી...

એકતા અને સંઘર્ષ કામયાબીની ચાવી છે...

એકતા અને સંઘર્ષમાં છુપી કામયાબી છે
ઈતિહાસે પણ આ વાત સદા દોહરાવી છે

આજે પણ એકતા અને સંઘર્ષનુ મહત્વ છે
માટેજ કીસાન આંદોલન નુ એક મહત્વ છે

એકતા અને સંઘર્ષ વિના મંઝીલ મળતી નથી
હોય જો આ બે ગુણો તો મંઝીલ ટલતી નથી

આપણને પણ એકતા અને સંઘર્ષની જરૂરત છે

આ વાતને ગંભીરતાપૂર્વક લેવાની જરૂરત છે

સમાજમા એકતા અને સંઘર્ષ બંનેની કમી છે
આ બે ગુણ સામે સરકારો પણ નમી છે

કોઈ માને કે ના માને પણ આજ સત્ય છે
સલામ છે જરા કડવુ પણ આજ તથ્ય છે

......સલામ લાજપુરી......

... શાયદ કે ઉતર જાએ તેરે દીલ મે મેરી બાત...

સમસ્યા એ નથી કે આપણે કામ કરી નથી શકતા
સમસ્યા એછે કે સૌ સાથે મળી કામ કરી નથી શકતા

અને જો સાથે મળી કામ શરૂ કરીએ છે
તો અંત સુધી સાથે મળી કામ કરી નથી શકતા

આપણે ખુદ જે કોમો મિલ્લતનુ નુકસાન કરીએ છીએ
એ નુકસાન તો કોઈ ગેર પણ કરી નથી સકતા

આ વાતમા જો કોઈને શંકા હોય તો ઈતિહાસ પઢો
જે ઈતિહાસ જાણેછે આ વાત ને નકારી નથી શકતા

કોમના પઢેલા ગણેલા લોકો જે કોમનુ નુકસાન કરે છે
એ નુકસાન તો શાયદ કોઈ અનપઢ પણ કરી નથી સકતા

જે જાણતા હોવા છતા અન્યાય ના વિરુદ્ધ બડવો ન પોકારે
એ કદી કોમના રેહબર કે કાઈદ હોય નથી સકતા

જે એક નાની મોટી સંસ્થા સારી રીતે ચલાવી ના શકે
એ કદી પુરી સલતનત ના બાદશાહ થઈ નથી સકતા

જે કોમ ડરી સહમી ને બુજદીલ હોય
એ દુશ્મનનો કદી સામનો કરી નથી સકતા

જે કોમ સત્ય લખનાર, બોલનારની શત્રુ થઈ જાય છે
એ કદી તરક્કી કે પ્રગતિ કરી નથી સકતા

જો બધા સાથે મળી નિખાલસતાથી કામ કરે
તો એવુ કોઈ જાઈઝ કામ નથી જે આપણે કરી નથી

# સકતા

જો આપણે કોમો મિલ્લત કે દેશનુ ભલુ ના કરી શકીએ
તો બુરુ તો ના કરીએ,શું આટલુ પણ કરી નથી સકતા?

કંઈક ખોટુ લખાય ગયુ હોય તો માફ કરી દેશો
આટલો તો સલામનો હક બનેછે, આટલુ કરી દેશો

... સલામ લાજપુરી...

(સમસ્યા યે નહીંહે કે હમમે નેક નહીં હૈ
સમસ્યા યેહેકે બાવુજુદ ઉસકે હમ એક નહીં હૈ)

આજે આપણે સહ એક વાત નકકી કરીએ
ચાલો સાથે મલીને ગામની તરકકી કરીએ

કરીએ એવા કામોકે જેથી ગામ પ્રગતિ કરે
પાછલી બધી વાતો હવે જતી કરીએ

ભુલાવી બધા પાછલા વાદ વિવાદ
હવે નવી શરૂઆત કરીએ

નફરતથી કદી કોઈનુ ભલુ નથી થયુ
મહબબત નો હરસુ પ્રચાર કરીએ

કરી રહયા છે જે પણ સારા કાર્યો
એમની ખુલા દીલથી પ્રસંશા કરીએ

... સલામ લાજપુરી...

કરો કર્મ એવાકે લોકો દીલથી યાદ કરે
ના કરો કામ એવાકે લોકો ફરિયાદ કરે

હસદ, ઘમંડ,કીના કપટથી બચતા રહેશો
તો ખુદાને મખલુકે ખુદાને ગમતા રહેશો

કરી શકો કોઈના માટે કંઈક સારુ તો કરશો
જીવન મા કોઈનું પણ કદી બુરુ ના કરશો

દુનિયામા સારી યાદો મુકી જશો
તો ઉમ્મીદછે ઉકબામા પણ છુટી જશો

... સલામ લાજપુરી...

સમાજના કામ કરવા કોઈ સહેલા નથી
ખાસકર એના માટે જે ટેવાયેલા નથી

એમા ઘણું બધુ કામ કરનારે સહન કરવુ પડે છે
જવાબ આપી શકતા હોય,છતા બંધ દહન કરવુ પડે છે

દરેક વ્યકિતને ખુશ રાખવુ એ કપરુ છે
આ કાર્ય ઘણુંજ મુશ્કેલ ને ખુબજ અઘરુ છે

હાં પણ એક કામ તો જરૂર કરી શકાય છે
વાદ વિવાદથી દુર તો રહીજ શકાય છે

... સલામ લાજપુરી...

નાંખી હતી પચાસ વર્ષ અગાઉ જેની બુનિયાદ
હતી એમને ગામની ફીકર રાખતા હતા ગામને યાદ

કરી ગયા ગામની ફીકર આપણા એ વડીલ
કરી રોશન વેલ્ફેર સોસાયટીના નામથી કીનદીલ

હતા એ બધા વડીલો આપણા દરીયાદીલ
કરી ગયા ખુશખુશાલ ગામવાસીઓના દીલ

લાજપુર વેલ્ફેર સોસાયટી છે જેનું નામ
થયાછે એના વતી ગામના ઘણા બધા કામ

પૂર્વજો કરી ગયા ઘણું સારુ કામ
મળે કબ્રમા એમને ખુબ આરામ

ગરીબ વિધાર્થીઓનો છે એ આધાર
દીલથી વ્યક્ત કરે છે સોસાયટીનો આભાર

જે ખુદદામ કરી રહયાછે સંસ્થાની ખીદમત
સલામ આભારી છે એમની કોમો-મીલ્લત

... સલામ લાજપુરી...

વેલ્ફેર સોસાયટીને કદી ભુલશો નહીં
આ કામ જીવનમાં ભુલથી પણ કરશો નહીં

બુજુર્ગોએ રાખી આની બીના હતી
ગામની મહબ્બત એમના દીલમાં હતી

હવે આપણે આ કાર્યને આગળ વધારવાનુ છે
નવી પેઢીને પણ સંસ્થાથી અવગત કરાવવાનુ છે

... સલામ લાજપુરી...

હોય બે વાંસણ સાથે તો ખખડેજ છે
બોલો કંઈ ખોટુ તો વાત તો બગડેજ છે

સારુ કામ કરતા હોવ છતા બે ચાર તો જગડેજ છે
આ વર્ષોથી ચાલતુ આવ્યુ છે આજે પણ ચાલેજ છે

આપણે જો હક પર હોય તો બીલકુલ ડરવુ નહીં
જે કામ કરતાછે ગભરાઈ ને કદી છોડવુ નહીં

લોકો તો મનમા જે આવે બોલ્યા કરે છે
પોતે કરવુ નથી જે કરે છે એને ટોક્યા કરે છે

સમાજનુ કામ કરવુ હોય તો દીલ વિશાળ રાખજો

અને દુધ જેવો ચોખ્ખો હીસાબ રાખજો

નીયયત બીલકુલ પાક રાખશો
મીજાજ મા ના અકડ ને અભિમાન રાખશો

દરેકને દીલથી સન્માન આપશો
તોજ લોકોના દીલોમા સ્થાન પામશો

જેટલુ બને વાદ વિવાદથી પોતાને દુર રાખશો
,સલામ.ની આટલી વાતો થઈ શકે તો યાદ રાખશો

સમાજ સેવાના આ કુલ છ મંતર છે
આવી ગઈ કામની વાતો એના અંદર છે

જે કરેછે સારા કાર્ય એને સપોર્ટ આપશો
થાય વોટીંગ તો પોતાનો કીમતી એને વોટ આપશો

કંઈ ખોટુ લખાય ગયુ હોય તો ક્ષમા ચાહુ છું
બીજુ કઈ નહીં દીલમાં આપના જગા ચાહુ છું

છે જે આપણા વડીલ એમનો સદા આદર કરશો

એમના લાંબા આયુષ્ય માટે દુઆ ખુદા આગળ કરશો

સભામા એમની હાજરીથી ચાર ચાંદ લાગી જાય છે
હાજીરીન જોઇ એમને રાજી રાજી થાય છે

છે દુઆ સંસ્થા આપણી ખુબ પ્રગતિ કરે
દીન દુની રાત યુગની તરકકી કરે

આ સંસ્થા આપણા પુરખોની નીશાની છે
એને જીવંત રાખવી જવાબદારી આપણા બધાની છે

હે મુજે એહસાસ મેને આપકા બહુત વકત લે લીયા
સુના આપને મુજે પ્યારસે આપ સબકા શુક્રીયા

......સલામ લાજપુરી......

ગમે તેવુ નહીં ગમે તેવુ ગામ છે
ગામનુ મારા લાજપુર નામ છે

બસર કર્યા જયાં મે સવાર સાંજ છે
કરે આજે પણ એ દીલ પર રાજ છે

લાજપુર જે મારુ ગામ છે
વિશ્વમા એનુ એક નામ છે

જગમગતો એના માથે ઈલ્મનો તાજ છે
ગામ પર મારા મને ખુબ નાજ છે

ભલે .સલામ.રહેતો હોય દુર લંડનમા છે
ગામ આજે પણ વસે એના મનમા છે

......સલામ લા4પુરી.....

આજે આપણી વેલ્ફેરની આ 56મી agm છે
ભાઈઓ તમારા બધાની તબિયત કેમ છે

આપની આજની હાજરીએ પુરવાર કર્યુ છે
આપે સંસ્થાના આમંત્રણને દીલથી સ્વીકાર કર્યુ છે

આપ સૌના દીલ મા ગામ માટે ચાહત છે
એ જોઈ દીલ ને થઈ ખુબ રાહત છે

સંસ્થા ને 56 વર્ષ થયા આજે પણ કાઈમ છે
કેમકે ખુદદામ આપે એના માટે પુરતો ટાઈમ છે

... સલામ લાજપુરી...

મળ્યુ મીટીંગમા હાજરીનુ આમંત્રણ ખુશી થઈ
આપ સૌ સાથે એ બહાને મુલાકાત થઈ ખુશી થઈ

છે આપણે બધા લાજપુરી ગામ લાજપુર છે
હાજરીએ આપની પુરવાર કર્યુ ગામથી પ્રેમ ભરપુર છે

વિદેશમા રહી દેશ માટે જે લાગણી છે
વર્ષો વર્ષથી આજ ઓળખ આપણી છે

કમીટીના જે લોકો ગામ માટે કરી રહયા કામ છે
તે સૌને સલામ ના દીલથી સો-સો સલામ છે

જે વડીલો ગામ માટે કુરબાની આપી ગયા
નથી હવે આ જગતમા છે વફાત પામી ગયા

ખુદા સૌની ભરપુર મગફીરત કરે

નુરથી મુનવ્વર એમની તુરબત કરે

એછે આપણા મોહસીન એમને ભુલશો નહીં
દુઆમા એમને યાદ રાખશો કદી ચુકશો નહીં

...... સલામ લાજપુરી......